॥ સનાતન પરમો ધર્મ ॥ રવિવારી પૂર્તિ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

Page: 01

# સનાતન ધર્મ પત્રિકા

Email : office@sanatandharmpatrika.com | Web : www.sanatandharmpatrika.com

● સં. ૨૦૭૬ ● અ. આસો વદ-૧૦ ● તા. ૧૧-૧૦-૨૦૨૦ ● રવિવાર SDP NO: 176 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## નખત્રાણા પોલીસે જીયાપર ગામને દત્તક લીધું. જીયાપર ગામને વ્યસન મુકત કરવા લીધી નેમ.

**સમાચાર સંયોજક : અંબાલાલ પોકાર, ગાંધીધામ-કચ્છ.**



વ્યસન મુક્તિ અભિયાન નખત્રાણા પોલીસે નખત્રાણા તાલુકાનું જીયાપર ગામ દત્તક લીધું: નશાબંધી સપ્તાહ અંતર્ગત પશ્ચિમ કચ્છના પોલીસ મથકે જીયાપર ગામને વ્યસન મુક્ત કરવા નેમ લીધી હતી. પશ્ચિમ કચ્છ S. P. સૌરભ સાહેબ, રેન્જ આઇજી મોથલીયા સાહેબ તેમજ બોર્ડર રેન્જના ચારે જિલ્લાના તમામ પોલીસ મથકોને એક એક ગામ દત્તક લેવાના તેમજ ગામોને તમામ પ્રકારના વ્યસનથી મુક્ત કરવા જનજાગૃતિ અભિયાન ચલાવવા સૂચના આપવામાં આવી હતી જે અંતર્ગત જે તે પોલીસ સ્ટેશન દ્વારા ગામ દત્તક લઇને આખા વર્ષ સુધી કાર્યક્રમો કરી તેમાં NGOની મદદ લઈ ગામને વ્યસન મુક્ત કરવાની કામગીરી કરવામાં આવશે.

જે અનુસંધાને નખત્રાણા પોલીસ મથકે જીયાપર ગામને દત્તક લીધેલ છે જેની કામગીરીના ભાગરૂપે તારીખ ૭/૧૦/૨૦ના પોકાર પરિવાર મધ્યે આ કાર્યક્રમનું આયોજન કરવામાં આવેલ હતું જેમાં D.Y.S.P. વી. એન. યાદવ સાહેબ નખત્રાણાના પી.આઈ.V.G. ભરવાડ સાહેબ તેમજ મંગવાણા પોલીસ મથકના A.S.I શ્રી મુકેશભાઈ સાધુ સાહેબ તેમજ તેમના સ્ટાફ દ્વારા હાજરી આપી જીયાપર ગ્રામજનોને વ્યસન મુક્તિ અંતર્ગત જાણકારી આપી હતી જેમાં જીયાપર ગ્રામજનો ગામના પ્રથમ નાગરિક વિજયાબેન ગોસ્વામી, ઉપસરપંચ કમળાબેન પોકાર સાથે તેમની મહિલા સંઘઠન ટિમ તેમજ ગામના અગ્રણી બાબુભાઈ ચોપડા, અરજણભાઈ પોકાર, રવજીભાઈ પોકાર, શિવજીભાઈ પોકાર, કરમશીભાઈ પોકાર, નંદલાલભાઈ જબુવાણી, તેમજ વિષ્ણુ સમાજના અગ્રણી ત્રિભુવન ગોસ્વામી, ભરતભાઈ ઠક્કર,જયંતિગીરી ગોસ્વામી, ઓઢેજા સમાજમાંથી ઈસ્માઈલભાઈ ઉપરાંત ગરવા સમાજમાંથી મીઠુંભાઈ તેમજ દરેક સમાજના મોવડીઓ ગામના વડીલો તથા માતા બહેનોએ બોહોળી સંખ્યામાં હાજરી આપી કાર્યક્રમને સફળ બનાવ્યો હતો. જે વ્યસન મુક્તિ અભિયાન અંતર્ગત જીયાપરના ગ્રામજનોએ પોલીસ મિત્રોની સાથે રહીને જીયાપર ગામને વ્યસન મુકત કરવાની ખાત્રી આપી હતી.

### શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૯.૧૦.૨૦૨૦ નો પ્રશ્ન નબર ૧૩૧ :**

ગુજરાતના જુદા જુદા શહેરો ની વખણાતી વાનગી સાથે ઓછામાં ઓછાં પાંચ શહેરના નામ આપો...? દા. ત. : વડોદરા નો લીલો ચેવડો....

જવાબ : બારડોલી નાં પાત્રા, વલસાડ નું ઊંધિયું, સુરત ની ગારી, ભરૂચ ની ખારીસીંગ, મહુડી ની સુખડી, જામનગર ની ડ્રાય ફ્રૂટ કચોરી અને પોરબંદરની ની કાજલી...

જવાબ આપનાર વિજેતા : હિના મનોજભાઈ રંગાણી - ચિખલી ૯૧૦૬૮૨૦૦૫૦.

**ગઈકાલ તા.૧૦.૧૦.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૧૩૨ :**

૨૦૨૦(T૨૦) ક્રિકેટમાં સૌ પ્રથમ સેંચૂરી કયા બેટ્સમેન એ મારી હતી... ?? નામ આપો...

**આજના પ્રશ્ન નંબર ૧૩૩ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઇનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## યુવાસંઘ છત્તીસગઢ રિજીયન ની પસદગી સમિતિ નું ગઠન.

મિત્રો આશા છે આપ સર્વે અને આપના પરિવારજનો સ્વસ્થ હશો, કેન્દ્રીય પસંદગી સમિતિ ની રચના નવી ટર્મ ની ટિમ નિર્મિત કરવા બધાજ રિજીયન ની પસંદગી સમિતિ નું ગઠન કરવામાં આવેલ તે મુકજબ છત્તીસગઢ રિજીયન ની ટિમ દ્વારા પણ પસન્દગી સમિતિ નું નિર્માણ કરવામાં આવ્યું જે સેન્ટ્રલ સમિતિ સાથે નવા ટર્મ બાબત ચર્ચા વિચારણા કરશે, તે કાર્ય માટે ઝ્યઈ ની પસંદગી સમિતિ ની રચના CGR રિજીયન ના ચેરમનશ્રી અને હોદેદારો ની સહમતીથી CG યુવાસંઘ ના પૂર્વ ૦૫ અનુભવી ચેરમેન જેમકે

કિશોર ભાઈ કોરબા

કિરીટ ભાઈ નાકરાણી

જયંતી ભાઈ નાકરાણી

અશોક ભાઈ વાલાણી

નરેશ ભાઈ દિવાણી

આ પાંચેયને CGR પસંદગી સમિતિ માટે ની જવાબદારી સોમોવામાં આવી અને એમના માથે ચૂંટણી ટાળી ને પસન્દગી થાય તેવા અભિગમ સાથે એમની સ્વતંત્રતા મુજબ અનુકૂળ લાગે એમ જરૂરી સાથી નો ઉમેરો પણ કરે અને કેન્દ્રીય પસંદગી સમિતિ સાથે ચર્ચા કરે અને નવી ટિમ નિર્મિત કરવા માટે યોગ્ય નિર્ણય કરશે જે રિજિયન ની ટિમ અને સમગ્ર યુવા મન્ડલ ને માન્ય રહેશે..

વર્તમાન રિજીયન ના સર્વે હોદેદારો સર્વાનુમતે થી પસંદગી સમિતિ માટે આ પાંચ નામ નક્કી કરેલ છે, અને કેન્દ્રીય પસંદગી સમિતિ ને જાણકારી આપી છે..

**પવન દિવાણી રાજનાદગાવ**
**રિજીયન જનરલ સેક્રેટરી..**




આપ સર્વે સહપરિવાર સ્વસ્થ હસો અને રહેવું પણ છે, આપણે જાણીએ છીયે કે કોવિડ-૧૯ મહામારીએ આપણા જીવન માં ઉથલપાથલ મચાવી દીધી છે.

વ્યવસાય માં તકલીફો અને સામાજીક કાર્યક્રમો પણ બંધ કરાવી દીધા છે. ઘણા સમય સુધી માં ઉમિયા અને લક્ષ્મીનારાયણ ભગવાન ની કૃપા થી સનાતન પાટીદારો કારોના મહામારી થી બચેલા હતા. છેલ્લા થોડા સમય થી આપણી સમાજ પણ કોવિડ-૧૯ની ચપેટ માં આવી રહયા છે, સરકારશ્રી અને મેડિકલ અજેન્સી દ્વારા આપેલ માર્ગદર્શન ને પાળીયે એજ માત્ર ઉપાય છે.

આ કપરા કાળ માં સ્વાસ્થ્ય માટે વ્યાયામ, યોગાભ્યાસ, મેડિટેશન થી આપણે સ્વસ્થ રહિએ, આ થયા શરીર ને શારીરિક સ્વસ્થ રાખવા ના ઉપાય.

પણ માનસિક સ્વાસ્થ્ય માટે પણ બીજા ગણા ઉપાય છે જેમકે મનગમતા કાર્ય કરવા એ પણ આપણા મનમસ્તીક ને તંદુરસ્ત રાખી શકે, જેમકે

સંગીત

આવા કપરા સમય માં આપણા યુવા મિત્રો લોકો ની સેવા માં લાગેલા જ હોય છે, એક પ્રશ્ન આવતો હોય છે કે આવી પરિસ્થિતિ માં આપણે શું કરી શકીએ.

મિત્રો સ્વાસ્થ્ય માટે કસરત જેટલું જ મહત્વ સંગીત ને પણ આપવામાં આવે છે, અને આ કાર્ય ને બખૂબી ચરિતાર્થ કર્યું આપણા ઉત્સાહી અને સદૈવ લોક ઉત્સાહ માટે ના કાર્ય કરનાર એવા દમયંતિબેન ચંદુલાલ પારસિયા કલકતા જેમણે સંગીત થી માતૃશક્તિ ને ખુશ અને મસ્તીભર્યા સ્વસ્થ રાખવાનું સરાહનીય કાર્ય કર્યું છે, એમણે કલકતા ની બહેનો માં સંગીત ની રુચિ જાગૃત કરી જે માટે શિક્ષણ અને માર્ગદર્શન પણ આપ્યું.

તારીખ ૧૦.૦૫.૨૦૨૦ ના કલકતા સુરાવલી નામનું માત્ર બહેનો માટે ગ્રુપ બનાવ્યું, સંગીત માં મસ્ત રહેતી બહેનો માટે તારીખ. ૨૯/૦૯/૨૦ ના સંગીત સ્પર્ધા નું સફળ આયોજન કર્યું.

કલકતા ની બહેનોએ બહુજ સુંદર ગાયન પ્રસ્તુતિ આપી, આ સ્પર્ધા માટે હું પણગેસ્ટ આમંત્રિત હતો. દમયંતીબેન નો આભાર.

મિત્રો આપ પણ સંગીત નો શોખ રાખતા હોય અને હમણાં સુધી કારણસર ગાઈ શકયા ના હોય તો મંડી પડો ગાવા એ પણ આપણા મનમસ્તીક ને સ્વસ્થ રાખેછે, જેમ દમયંતીબેને માર્ગદર્શન આપ્યું એમ અવનવા ખુશી પ્રાપ્ત કરવાના તરીકાઓ છે લોકો માં સ્વાસ્થ્ય માટે ની જનજાગૃતિ ઉજાગર કરવા માટે.

ટિમ યુવાસંઘ હેલ્થ એન્ડ ડિઝાસ્ટર મનેજમેન્ટ આપના આ કાર્ય માટે નમન અને અભિનંદન કરે છે

**કાર્ય હમસે**
**કરેંગે દિલસે**

## મુસાફરીનું ભાથું

ટ્રેન ના ડબ્બા માં પ્રવેશ્યો અને મારી સીટ શોધતો શોધતો ત્રીજા કમ્પાર્ટમેન્ટમાં પહોંચ્યો. બાજુની બે બેઠકોમાં થી, મારી નીચેની બેઠક હતી. સામે,એક બાળક અને એના માતા-પિતાનું એક નાનું સુખી કુટુંબ હતું. હજુ ત્રણ જગ્યા ખાલી હતી તથા મારી સામેની બેઠક પણ ખાલી હતી. ત્રણ-ચાર મિનીટ માં મારી સામેની બેઠક પર એક ભાઈ આવી ગયા અને એમનો સમાન ગોઠવવા લાગ્યા. ત્યાં એક ૭૦-૭૫ વર્ષની ઉંમરનાં એક સજ્જન અને તેમના જોડીદાર આવ્યા અને પોતાનો સમાન ગોઠવી અને જગ્યા લીધી. જ્યારે પણ લાંબી મુસાફરી કરવાની હોય ત્યારે કમ્પાર્ટમેન્ટ થોડા સમય માટે ઘર જ બની જાય. અત્યારે આ હંગામી ઘરનાં તમામ પાત્રોએ પોતાની જગ્યા લઇ લીધી હતી.

જ્યારે પણ મન થાય અને મા ગંગાની યાદ આવે અથવા મા ગંગા બોલાવે, ત્યારે આ ટ્રેન મારો સેતુ બની જાય. આશરે ૩૬ કલાકની મુસાફરી અને બીજા દિવસે સાંજે હરિદ્વાર પહોંચી જવાય. સાંજે ગંગા આરતીનો લાભ લઇ અને બીજા દિવસે સવારે ઋષીકેશ. આ જ મારો નિત્ય ક્રમ. પરિચય કેળવવાના હેતુથી સામે બેઠેલા લગભગ મારીજ ઉંમરના ભાઈ સાથે વાતચીત શરુ કરી.

સામે પેલું બાળક થોડું તોફાન કરી પોતાનો સમય પસાર કરી રહ્યું હતું...તેના માતા-પિતા પોતાના મોબાઈલ જોવામાં વ્યસ્ત હતા. થોડી-થોડી વારે, નાસ્તા, કોલ્ડ-ડ્રીક્સ અને ચા-કોફીવાળા ફેરીઓ લગાવી રહ્યા હતા. દિવાળી પછીનો સમય હતો એટલે ટ્રેનમાં બંને તરફ સરસ મજાની લીલોતરી જોવાં મળે...સાથે સાથે વચ્ચે આવતી નાની-મોટી નદીઓમાં બંને કાંઠે પાણી હતા.

પેલા બાળક ની સાથે થોડી વાતો કરી સમય પસાર કરતો હતો...વચ્ચે, તેના પિતા પણ વાતો કરતા. પણ, પેલા બંને ઉંમરવાળા યુગલ પોતાની પાસે રહેલા પુસ્તકો વાંચવામાં વ્યસ્ત હતા. કદાચ એમને અમારી વાતોમાં બહુ રસ ના લાગ્યો. છત્રીસ કલાકની મુસાફરીમાં જો બે વ્યક્તિ સાવ અલિપ્ત રહે, તો મજા ના આવે...એટલે, એમને પણ વાતોમાં શામેલ કરવાના ઈરાદાથી વાત શરુ કરી...

''તમે ક્યા સુધી જવાના ?''.. મારો પ્રશ્ન સાંભળી પેલા મોટી ઉંમરનાં સજ્જને પુસ્તકમાંથી ઉપર જોઈને આછા હાસ્ય સાથે જવાબ આપ્યો, "હરિદ્વાર સુધી..." વળી પાછા પુસ્તક વાંચવામાં લાગી ગયા.

મેં ફરી પ્રશ્ન કર્યો, "ત્યાં રહો છો ? કે ખાલી થોડા સમય માટે ?"

તેમણે ધીમેથી પુસ્તક બંધ કરી અને જવાબ આપ્યો,''અમે રુદ્રપ્રયાગ જવાના...ત્યાં રહીએ,વર્ષમાં દસ થી અગિયાર મહિના..''

બંને સરસ વ્યક્તિત્વ હતા ....સજ્જન ઊંચા, વિશાળ કપાળ, માથે શ્વેત વાળ અને થોડી થોડી સફેદ દાઢી-મુછ...સફેદ ઝબ્બો અને લેંઘો અને હાથમાં એક કાળા ડાયલવાળી ઘડિયાળ તેમજ સોનેરી લટકતી ચેઈન સાથે જોડાયેલા ચશ્મા ... એમના જોડીદાર બેન પણ એકદમ શાલીન અને પ્રભાવી વ્યક્તિત્વ ધરાવતા હતા.... સાદો કોટનનો ડ્રેસ, શ્વેત લાંબા વાળનો ચોટલો, બંને હાથ માં એક એક બંગડી,કપાળે લાલ મોટો ચાંદલો અને ગળે લટકતી સોનેરી ચેઈન સાથે જોડાયેલા ચશ્માં...

રુદ્રપ્રયાગનું નામ સંભાળી મારી આંખમાં ચમક આવી અને એમને પૂછ્યું, "વાહ... ખુબ સરસ જગ્યા... ત્યાં શું કરો તમે ?"

હવે, મારી સામે બેઠેલા ભાઈને પણ રસ પડ્યો...અને પેલા નાના બાળકનાં પિતા પણ અમારી વાતોમાં જોડાયા....

પેલા કાકા હસી પડ્યા અને બોલ્યા,''ત્યાં કશુંજ નથી કરતાં...બસ ઈશ્વરના પ્રયોજનને ન્યાય આપવાનો પ્રયત્ન.....''

અમારી વાતો વધી.... પરિચય પણ વધ્યો....મને ઉત્કંઠા થઇ, એમના અને એમના કામ વિષે જાણવાની....

મેં પૂછ્યું, "તમારા પરિવાર માં કોણ ? ત્યાં જતા રહો આટલો લાંબો સમય, તો ઘર ની યાદ ના આવે?"

એમણે એમના જોડીદાર બેન સામે જોયું અને બંને થોડું હસ્યા...

સજ્જને કહ્યું, "ભાઈ, મારા પરિવારમાં એક દીકરો અને એક દીકરી છે...બંને લગ્ન કરીને ખુબ સારી રીતે અમેરિકામાં સ્થાયી છે...." પછી એમની સામે બેસેલા એમના જોડીદાર ની સામે જોઈ બોલ્યા, "એમના પરિવાર માં એક દીકરી છે....એ પણ લગ્ન કરી ને કેનેડા સ્થાયી છે...."

હું અને બાકીના બધા આ સાંભળીને થોડા અવઢવમાં પડ્યા...

મારાથી પૂછાઈ ગયું," એટલે..તમારા બંનેનો પરિવાર અલગ અલગ છે? તમે ....."

એ મારા પ્રશ્નનો મર્મ સમજી ગયા અને જવાબ આપ્યો...

''ભાઈ, હું ૭૨ વર્ષનો છું અને આ મારી સામે બેઠેલા અનન્યાબેન ૭૦ વર્ષના છે...અમે બંને છેલ્લા દસ વર્ષથી મિત્રો છીએ... હું વ્યવસાયે આધ્યાપક હતો તથા અનન્યાબેન વ્યવસાયે ડોક્ટર."

"વાહ, તમે બંને મિત્રો છો...મને તો એમ કે....." બાકીનું વાક્ય અધ્યાહાર છોડી દીધું ....

પેલા સજ્જન મારી સામે જોઈને હળવા હાસ્ય સાથે બોલ્યા, "કેમ બે મિત્રો ના હોયે? "

પછી અનાન્યાબેન ની સામે જોઇને બોલ્યા, "જોયું અનન્યાબેન, આપણે સિત્તેર વર્ષની ઉંમરે પણ મિત્ર હોઈએ એ બધા સહજતાથી સ્વીકારી નથી શકતા..." બંને નાના બાળક ની જેમ હસી પડ્યા....

મેં એમની સામે થોડા ક્ષોભથી જોઈ કહ્યું," ના, એવું નથી...મોટેભાગે આપણે બધાને પતિપત્નીનાં રૂપમાં જ જોવાં ટેવાયેલા હોઈએ, એટલે ... પણ, તમારી વાત ખરેખર નવી છે...અલગ છે... તમને વાંધો ના હોય તો જણાવો કે શું કરો છો તમે રુદ્રપ્રયાગ માં ?"

પેલા સજ્જન બોલ્યા, "ભાઈ, હું રીટાયર્ડ થયો એ પહેલા મારા દીકરા દીકરી નાં લગ્નની જવાબદારી થી પરવારી ગયેલો...બંને સારી રીતે એમના લગ્નજીવનમાં સુખી છે અને અમેરિકા માં સ્થાયી છે... મારા રીટાયર્ડ થયાના એક વર્ષ પછી અમે અમેરિકા, દીકરા સાથે જ રહેવાના ઈરાદાથી ગયા ...ત્યાં મારા પત્નીનું એક જ વર્ષમાં માંદગીને કારણે અવસાન થયું.... અને હું પાછો ભારત આવ્યો....એના અસ્થી અને એની યાદો સાથે..."

"અસ્થી પધરાવવા હું ઋષિકેશ ગયો... શિવાનંદ આશ્રમમાં એક અઠવાડિયું રોકાયો... મન ને ખુબ શાંતિ મળી... એક સાંજે આશ્રમ માં સંત કૃષ્ણાનંદજી મળી ગયા.... અમે લગભગ એક કલાક સત્સંગ કર્યો....

એમણે મને કહ્યું કે, જીવન માં કોઈપણ ઘટના વગર પ્રયોજને નથી થતી....જો તમે અસ્થી વિસર્જન કરવા અહીં ના આવ્યા હોત તો આશ્રમમાં પણ ના રોકાયા હોત...અને આપણે મળ્યા પણ ન હોત...."

"જીવનમાં બનતી દરેક ઘટના પાછળ, ઈશ્વરનું કોઈક પ્રયોજન હોય છે...કોઈક સંકેત હોય છે.... "

મેં જયારે કૃષ્ણાનંદજી ને પૂછ્યું, કે "મારા જીવનનું શું પ્રયોજન? મારી યોજના તો પત્ની સાથે અમેરિકામાં બાકીનું જીવન મારા દીકરા અને દીકરી નાં બાળકો સાથે પસાર કરવાનું હતું....પણ, હવે તો હું સાવ એકલો થઇ ગયો..."

કૃષ્ણાનંદજી એ મને એક સ્મિત સાથે જવાબ આપ્યો....''તમારા માટે પણ ઈશ્વરે કોઈ યોજના બનાવી રાખીજ છે...બસ તમે ઈશ્વર પર ભરોસો રાખો અને એ સંકેત અને ઈશ્વરની ઈચ્છા સામે આવે તેને સ્વીકારી લેવાની માનસિક તૈયારી રાખજો..."

એક સાંજે, ગંગા આરતી પૂર્ણ થયા પછી, એકલો ઘાટ પર બેઠો હતો, મેં જોયું કે એક ગરીબ અને ભિખારી જેવી લાગતી મહિલા જોર જોરથી રડી રહી હતી અને એના ખોળામાં ૬-૭ વર્ષની એક બાળકી હતી....પેલી નાની બાળકી જોરથી હાંફી રહી હતી....

મારી નજર પડી...એક ૬૦-૬૨ વર્ષની ઉંમરનાં જાજરમાન વ્યક્તિત્વવાળા બહેન પેલી મહિલા અને બાળકી તરફ દોડી ગયા....એને એમણે હાથ માં લીધી એનું મોઢું ખોલી અને શ્વાસ આપવા માંડ્યો...

થોડીવાર માં પેલી બાળકી સ્વસ્થ લાગી...હું પણ ત્યાં પહોંચ્યો....

પેલા બહેને પોતાના પર્સમાંથી એક નાની દવાની બોટલ આપી અને, બાળકી ની માતાને કેટલીક દવા લઇ આવવા કહ્યું...પણ પેલી ભિખારી જેવી મહિલા કદાચ પૈસાનાં અભાવે દવા લાવે એવું લાગ્યું નહી....આથી મેં, પેલા બહેન ને કહ્યું, "મને કહો, હું લઇ આવું"....અને ત્વરિત ઘાટ નજીક આવેલી ફાર્મસીની દુકાનથી દવા લઇ આવ્યો અને પેલી બાળકીની માતા ને આપી....

આ બહેન એટલે આ તમારી સામે બેઠેલા અનન્યાબેન....તેઓ વ્યવસાયે બાળકોના ડોક્ટર છે....તેમને એક દીકરી જે લગ્ન કરી અને કેનેડા સ્થાયી થયેલી. અનન્યાબેન ના પતિ પણ ડોક્ટર હતા, એક એકસીડન્ટમાં આજથી લગભગ વીસ વર્ષ પહેલા અવસાન પામેલા...

આ ઘટના પછી, હું અને અનન્યાબેન ઘાટ પર બેઠા...પરિચય થયો...એકબીજાની વાત જાણી. મને કૃષ્ણાનંદજીની વાત યાદ આવી... બીજા દિવસે સવારે હું અને અનન્યાબેન પાછા કૃષ્ણાનંદજી ને મળવા ગયા...અને એમને ગઈકાલે ઘાટ પર થયેલ ઘટના અને અમારા પરિચયની વાત કરી....

કૃષ્ણાનંદજીએ અમારી સામે જોઈ એક હાસ્ય સાથે કહ્યું, " જાઓ, તમારી બંનેની રાહ હજારો બાળકો જોઈ રહ્યા છે.... રુદ્રપ્રયાગ માં તમારી જરૂર છે... તમે પ્રોફેસર હતા...શિક્ષક હતા....તમારે બાળકો ને જ્ઞાન, વિદ્યા, સંસ્કાર અને જીવનનો ધ્યેય આપવાનો છે અને અનન્યાબેન, તમે ડોક્ટર છો...તમારે એમને સ્વાસ્થ્ય આપવાનું છે...."

કૃષ્ણાનંદજીની વાત ને આદેશ માની, બીજા જ દિવસે અમે રુદ્રપ્રયાગ જવાનું નક્કી કર્યું...હું ક્યારેય રુદ્રપ્રયાગ ગયો નહતો....બીજા દિવસે ત્યાં થી જતી બસમાં અમે પાંચ કલાક ની મુસાફરી કરી રુદ્રપ્રયાગ પહોંચ્યા...

અદ્ભૂત જગ્યા....મા ગંગાના ખોળામાં નાનું ગામ...સાવ અવિકસિત... ત્યાં જવું કોની પાસે ? રહેવું ક્યાં ? પણ જયારે ઈશ્વરનું આયોજન અને પ્રયોજન હોય ત્યારે એ જ બધી વ્યવસ્થા કરી આપે.... અમે કોઈપણ વિચાર કે આયોજન વિના રુદ્રપ્રયાગ ગયા હતા...

બસ માંથી ઉતર્યા, સામે એક નાનુ ગેસ્ટ-હાઉસ હતું...ત્યાં પહોંચ્યા...બે રૂમ લીધા...અને સમાન મૂકી, રુદ્રપ્રયાગમાં ફરવા નીકળ્યા... દસ મિનીટ ચાલી ને ગંગાજી ને કિનારે પહોંચ્યા ત્યાં એક વૃદ્ધ સંન્યાસી મળ્યા....એમને પ્રણામ કર્યા....અમારી સામે જોઈને બોલ્યા, "આપ એક અચ્છા કાર્ય કરનેવાલે હો....ઈશ્વરને હી આપકો ભેજા હૈ.... આપ આગે જાઓ, પુરાના આશ્રમ હૈ વહા જાઓ...આપકા કાર્ય વહી પૂર્ણ હોગા..." બસ, એક પછી એક ઘટનાઓ થતી રહી અને અમે માત્ર ઘટનાઓની ગંગા માં વહેતા રહ્યા...

પેલા નાના આશ્રમ માં જુના ત્રણ-ચાર તૂટેલા-ફૂટેલા ઓરડા, એક નાનુ મંદિર, નાનુ આંગણ અને એક અતિવૃદ્ધ સંન્યાસી ...અમારો એમની સામે પરિચય થયો  અને અમે કાંઈક કરવાની ઈચ્છા વ્યક્ત કરી.... સંન્યાસીએ અમને એમની જગ્યાનો ઉપયોગ કરવાની છૂટ આપી... અમે ત્યાં જ એક ઓરડામાં વિદ્યાર્થીઓને ભણવા માટેની નાની શાળા અને એક ઓરડામાં અનન્યાબેન નું બાળકો અને સ્ત્રીઓ માટે દવાખાનાની સ્થાપના કરી.....

બીજા દિવસથી અમે આજુબાજુ નાં વિસ્તારમાં ફરતા અને રખડતા બાળકોને શાળામાં આવવા લઈ આવતા... ત્યાં રમતો, નાસ્તો, શ્લોક, વાર્તાઓ અને સાથે થોડું ગણિત, વિજ્ઞાન અને લખવાનું શીખવવાનું શરુ કર્યું... ધીમે ધીમે બાળકો જોડતા ગયા.... એમને રોજ ભરપેટ નાસ્તો મળે તેવી વ્યવસ્થા કરી...

અનન્યાબેન દ્વારા બાળકો, સ્ત્રીઓ અને સન્યાસીઓ માટે મફત દવા અને ઈલાજ ની વ્યવસ્થા શરુ કરી.. આજે લગભગ દસ વર્ષ થઇ ગયા.... ચાર શિક્ષકો માનદ પગારથી રાખ્યા છે....શાળાનો વિકાસ પણ સરસ થયો છે.... ચાર વર્ષથી બાર વર્ષની ઉંમર નાં બાળકો અભ્યાસ

કરાવા આવે છે.... લગભગ ૨૫૦ છોકરાઓ આવે છે........ અનન્યાબેન ડોક્ટર તરીકે અદ્ભુત સેવા આપે છે...આજુબાજુનાં ગામનાં મળી ને પચાસ થી પંચાવન દર્દીઓ તો રોજ આવે...."

"બસ, આ અમારી કથા...." એક હાસ્ય સાથે એ સજ્જન બોલ્યા.....

મરાથી બોલી ગયું, "અદ્ભુત....તમે અદ્ભુત કાર્ય કરો છો.... તમે બંને આજે સારામાં સારી જિંદગી જીવી શકત...પણ તમે આવું કાર્ય સ્વીકારી લીધું....આવું ભાગ્યેજ કોઈ કરે..."

ત્યાં અનન્યાબેન પહેલીવાર બોલ્યા, "ભાઈ, અમે કશુજ નથી કરતાં.....ઈશ્વર અમારી પાસે કાર્ય કરાવે છે....એનો સંકેત હતો..એનું જ પ્રયોજન હતું....અમે તો માત્ર એના દ્વારા નિર્મિત પટકથાનાં પાત્રો છીએ....પાછા જઈશું ત્યારે ઈશ્વર જવાબ માંગશે ને? શું કર્યું તમે જગત માં જઈને? આપણા ભાથા માં કહેવા લાયક કંઈક તો હોવું જોઈએ ને?"

અમે બધાજ આ બંને સેવાના ભેખધારી ને જોઈ રહ્યા....

કદાચ ઈશ્વરની યોજના, પ્રયોજન, ઈચ્છાના સંકેત આપણને પણ મળતા હશે ... પણ આપણે એ સંકેતોને કદાચ અવગણી જતા હોઈએ છે.... દરેક નો જન્મ તો કોઈ ઉચ્ચ ધ્યેય માટે જ થયો છે... અસીમ અને અનંત સંભાવના સાથે આપણે જન્મ્યા...પણ નાની-નાની અર્થહીન બાબતો માં એવા અટવાઈ જઈએ કે જીવન ક્યાં વીતી ગયું એ ખબરજ ના પડે....

જીવનને અર્થપૂર્ણ બનાવવું આપણા હાથમાં છે....જીવન માં બનતી દરેક ઘટના, જીવનમાં આવતી વ્યક્તિઓ, ઉત્પન્ન થતી પરિસ્થિતિ અને ઘટના પાછળ કોઈ સંકેત હોય જ છે....જીવન તો કોઈપણ જીવી લેશે...અર્થપૂર્ણ જીવન જીવવા માટે ઈશ્વરનું પ્રયોજન સમજવું જરૂરી છે...

જીવન એમ પણ વીતી જવાનું...
આપણી પાસે બે જ વિકલ્પ છે....
જીવનને માત્ર જીવવું અથવા જીવનને અર્થપૂર્ણ રીતે જીવવું ...
ઈશ્વરના સંકેત ને સમજી તેના પ્રયોજન મુજબ..

# જીવન ની સફળતા

પ્રત્યેક વ્યક્તિની ઈચ્છા હોય છે કે મારા જીવનમાં સુખ, સમૃદ્ધિ, સફળતા, શાંતિ, સંતોષ, સ્વતંત્રતા, નિર્ભયતા, સન્માન વગેરે ગુણોં તથા સાધનોથી યુક્ત હોય, અને આ બધી ઉપલબ્ધિ ભાવનાઓ પણ યોગ્ય છે પરંતુ સંસારમાં આપણા સંપર્કમાં આવતાં પ્રત્યેક લોકો નું અવલોકન કરશું તો બધાનું વ્યક્તિત્વ વિચિત્ર અર્થાત્ અલગ અલગ જોવા મળશે. બધાં વ્યક્તિઓમાં ઉપરોક્ત બધા ગુણો જોવા નથી મળતા.

વ્યક્તિઓમાં વિવિધતા હોવાના ઘણા બધા કારણો છે જેમ કે...

ગુણ, કર્મ, સ્વભાવ, પૂર્વજન્મના સંસ્કારો, વર્તમાનમાં ઉત્પન્ન થતાં અને સંચય થતા નવા સંસ્કારો, વ્યક્તિનો પુરુષાર્થ, સાથે રહેલાં સંબંધી, મિત્ર, પડોશી વગેરે –વગેરે નો સંગ, એટલે જ વિદ્વાનો કહે છે કે –સંસારમાં એક સમાન બુદ્ધિ અને વિચારવાળા લોકો નથી હોતા.

કોઈ વ્યક્તિ પોતાના જીવનમાં સમ્માન, યશ, કીર્તિ, આદર, સત્કાર પ્રાપ્ત કરતો જોવા મળે છે તો કોઈ નિંદાપાત્ર, અવિશ્વાસુ, છલી, કપટી, જુઠો, વ્યભિચારી, વ્યસની વગેરે વગેરે.

આ બન્ને પ્રકારના વ્યક્તિઓમાં આપણેં કયા સ્થાન પર છીએ?

આપડે બીજા લોકો સાથે કેવો વ્યવહાર કરીએ છીએ તે આત્મનિરીક્ષણ કરવું જોઈએ.

કારણ કે.. પ્રત્યેક આત્માનો સ્વભાવ સમાન હોય છે.

જેવું સુખ મને પ્રિય છે, તેવું સુખ બીજાને પણ પ્રિય છે.

જેવી રીતે હું દુઃખોથી છૂટવા માંગું છું એવી રીતે બીજા પણ દુઃખોંથી છૂટવા માંગે છે.

આવી સમજણ હોવા છતાં પણ વ્યક્તિ દોષો કેમ કરે છે? તેનો ઉત્તર આપતાં મહર્ષિ દયાનંદ સરસ્વતી કહે છે કે मनुष्य का आत्मा सत्यासत्य का जाननेहारा है तथापि अपने प्रयोजन की सिद्धि, हठ, दुराग्रह और अविद्या आदि दोषों से सत्य को छोड़ असत्य पर झुक जाता है।

અર્થાત્ આપણને આપણોં સ્વાર્થ, હઠ, દુરાગ્રહ અને અવિદ્યા દોષો તરફ –દુર્ગુણો તરફ લઈ જાય છે.

પ્રત્યેક વ્યક્તિની ઈચ્છા હોય છે કે જ્યારે હું આ દેહનો ત્યાગ કરું અર્થાત સંસારનો ત્યાગ કરૂં, મારૂં મૃત્યુ થયા પછી લોકો મને મારા સત્કાર્યો અને ગુણોંથી મને યાદ કરે, નહિ કે મારી નિંદા કરે.

આવી ઈચ્છાપૂર્તિ માટે એક વાત તો સ્પષ્ટ છે કે મારા જીવનમાં પરોપકાર, સદ્વ્યવહાર, પ્રત્યેક વ્યક્તિ સાથે સ્નેહભાવ હોવો આવશ્યક છે.

જ્યાં સુધી હું મારામાં રહેલા દોષોં ને દૂર નહીં કરૂં અને બીજા લોકો મારા દોષ બતાવે તેનો સ્વીકાર નહિ કરૂં ત્યાં સુધી મારા માં સુધારો થવાની કોઈ શક્યતા નથી.

જ્યારે આવું નિશ્ચયાત્મક જ્ઞાન આપણ ને નહીં થાય ત્યાં સુધી આપણા દોષ દૂર થવાના નથી અને ગુણો નો પ્રવેશ પણ અશક્ય છે.

માટે જ્યાં –જ્યાં આપણાથી ભૂલો થાય ત્યારે તેનું પ્રાયશ્ચિત કરવું અને દંડ લેવો જોઈએ, કારણકે દંડ વિના કોઈ સુધરતું નથી. માટે જ આપણોં પ્રથમ પ્રયાસ સ્વયં ના દોષ દૂર કરવાનો હોવો જોઈએ. આ સફળ જીવનનો પ્રથમ પગથિયું છે.

પ્રથમ તો આપણે આપણાંમાં રહેલા દોષોને દૂર કરવા જોઈએ,

ત્યારબાદ...

સ્વતંત્રતા– જેવી સ્વતંત્રતા આપણને જોઈએ છે તેવી જ સ્વતંત્રતા આપડે બીજાને આપવી જોઈએ.

આ સ્વતંત્રતા એટલે યોગ્ય વિચારોની સ્વતંત્રતા, કાર્ય કરવાની સ્વતંત્રતા.

સન્માન– આપણને ઉપયોગી થતાં પ્રત્યેક વ્યક્તિનો આભાર માનવો અને પ્રતિઉપકાર કરવો, યથાયોગ્ય પુરસ્કૃત કરવાં, જેથી બીજા લોકોને પણ પ્રીતિપૂર્વક વ્યવહાર કરવાની પ્રેરણા મળે.

આપણાં થી મોટા વ્યક્તિઓ સાથે આદર, સન્માન અને નમ્રતાપૂર્વક વ્યવહાર કરવો.

સમવયસ્ક સાથે મિત્રતાપૂર્ણ અને નાની ઉંમર વાળા લોકો સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરવો આવા વ્યવહારો કરવાથી જ વ્યક્તિ વ્યવહારકુશળ બને છે અને સન્માનને પ્રાપ્ત બને છે.

નિર્ભયતા–આપણાં પ્રત્યેક વ્યક્તિ સાથેના વ્યવહારમાં સત્યાચરણ હોવું જોઈએ.

પ્રત્યેક કાળમાં સત્ય જ બોલવું જોઈએ. સત્ય બોલનાર વ્યક્તિ ને કોઈ નો ભય રહેતો નથી. ભય તો તેને લાગે છે કે જે અસત્ય બોલે છે લોકો સાથે છેતરપિંડી કરે છે, દગો કરે છે.

નિર્ભય વ્યક્તિ જ શાંતિ પ્રાપ્ત કરી શકે છે અને શાંતિ માટે એક ગુણ અતિ આવશ્યક છે એ છે ક્ષમા મહાત્મા વિદુર કહે છે કે...

क्षमैका शान्तिरुत्तमा

અર્થાત્ ક્ષમા આપવી એકમાત્ર શાંતિ માટેનો ઉપાય છે.

કોઈપણ વ્યક્તિ થી ભૂલ થઈ શકે છે અને આપણે આ વાતને સ્વીકારી પ્રત્યેક વ્યક્તિ સાથે સકારાત્મક અભિગમ અપનાવી તેની સાથે નિર્મલ વ્યવહાર કરવો જોઈએ નહીં કે ક્રોધિત થઈ દ્વેષ કરવો.

આગળ મહાત્મા વિદુર કહે છે કે..

विद्यैका परमा तृप्ति

અર્થાત્ એકલી વિદ્યા જ પરમ સંતોષ દેવાવાળી છે.

સત્યવિદ્યા યુક્ત મનુષ્ય જ પ્રત્યેક પરિસ્થિતિમાં સ્થિર રહી શકે છે.

સુખ-દુઃખ, માન-અપમાન, હર્ષ-શોક, અનુકૂળતા-પ્રતિકૂળતા પ્રત્યેક મનુષ્યના જીવનમાં આવતી હોય છે.

આ બધી પરિસ્થિતિનો પ્રતિકાર સમજદાર, વિવેકી, વિદ્યાયુક્ત મનુષ્ય જ કરી શકે છે. માટે આપડાં જીવનમાં અતિ મૂલ્યવાન કોઈ કાર્ય હોય તો... તે છે વિદ્યાપ્રાપ્તિ વિદ્યા પ્રાપ્ત વ્યક્તિ જ સફળ થઈ શકે છે અને પ્રત્યેક પ્રકારની સમૃદ્ધિ તેને મળે છે.

ખાવું, પીવું, નિંદ્રા, ભય અને સંતાન્નોત્પત્તિ કરવી આ પશુ ના ગુણ છે અને મનુષ્યમાં પણ છે.

પરંતુ પરમપિતા પરમેશ્વરે આપણી ઉપર એક વિશેષ કૃપા કરી છે, તે છે.. આપણે વિદ્યા પ્રાપ્ત કરી શકીએ છીએ અને આપણા જીવનને ઉન્નત બનાવી શકીએ છીએ અને ઈશ્વરની નજીક તેના સાનિધ્યમાં જઈ શકીએ છીએ.

સદગુણો ની પ્રાપ્તિ અને વિદ્યા દ્વારા જ મનુષ્ય સુખી થઈ શકે છે.

સુખપ્રાપ્તિ નો રસ્તો બતાવતા મહાત્મા વિદુરજી કહે છે કે...

अहिंसैका सुखावहा।

અર્થાત્ એક માત્ર અહિંસા જ સુખ આપનારી છે.

પ્રત્યેકકાળમાં વિકટતમ્ માં વિકટ પરિસ્થિતિમાં પણ હિંસા ન કરવી.

અહિંસાનું પાલન જ જીવમાત્ર ને નિર્ભયતા અને સ્વતંત્રતા આપનાર છે.

જીવન નિર્વહન કરવા માટેનાં આવશ્યક નિત્ય કર્મો તો પ્રત્યેક મનુષ્યોંએ કરવાના જ હોય છે પરંતુ...

જે વ્યક્તિ જીવન વ્યવહારના નિત્ય કર્મ કરતાં-કરતાં સ્વયં બીજાની સાથે પ્રીતિ પૂર્વક, ન્યાયપૂર્વક, સત્યાચારયુક્ત, સન્માનજનક, પવિત્ર વ્યવહાર કરી પોતાના જીવનને શ્રેષ્ઠ બનાવે છે તે જ વ્યક્તિ મનુષ્ય જન્મને સાર્થક બનાવે છે.

મનુષ્ય જન્મ ઈશ્વરની પ્રાપ્તિ માટે અને સંસાર માટે પરોપકારી બનવા માટે મળ્યો છે નહીં કે કેવલ ને કેવલ ભોગવવા માટે.

વ્યતીત થઈ રહેલા જીવનની પ્રત્યેક ક્ષણ દોષોંને દૂર કરવા સદગુણોની વૃદ્ધિ કરવામાં અને સંસાર માટે ઉપકારી બનવા માં આવે તો જ આપણને મળેલ જીવન ની સફળતાછે.

**વલ્લભાચાર્ય...**